# મધ્યકાલીન ગુજરાતની સામાજિક પરિસ્થિતિ

( ઇ. સ. ૧૪૦૩ થી ૧૫૭૩. )

## ગુજરાત સલતનત.

સન. ૧૨૯૭ માં અલાઉદીન ખીલજીએ વાઘેલા વંશના છેલ્લા રાજા કરણને હરાવીને બાગલાણમાં હાંકી કાઢયો અને તેની સ્ત્રી કૌલાદેવી અને પુત્રી દેવલદેવીને બાદશાહી ઝનાનામાં દાખલ કર્યા ત્યારથી ગુજરાતમાંથી હિન્દુરાજ્યનો અંત આવી, પ્રાચીન ગુજરાતનું છેલ્લુ પ્રકરણ પુરૂં થયુ. તે પછી એકસો વર્ષ સુધી દિલ્હીના સુલતાનો ગુજરાતનો વહિવટ વખતોવખત સુબાઓ નીમીને કરતા. પણ તૈમુરલેને હિન્દુસ્તાનપર ચઢી આવી દિલ્હી લુંટયા પછી તો દિલ્હીની મધ્યસ્થ સત્તા સાવ નબળી અને લુલી પડી ગઈ. જે તે પ્રાંતના હાકેમો વડી સરકારની પડતીનો અને દેશની પરિસ્થિતિનો લાભ લઈ, જાતેજ રાજકર્ત્તા થઇ બેઠા. ગુજરાતના સુબા ઝફરખાનને પણ આવે વખતે રાજ્યના મોટા મોટા અમીરો અને સરદારોના આગ્રહને વશ થઇ, પાટણમાં જુદું રાજ્ય સ્થાપી મુજફ્ફરશાહનું નામ ધારણ કર્યુ.

એ મુજફ્ફરશાહ-ઝફરખાનનો પાછલો ઇતિહાસ બહુ જાણવા જેવો છે. એના બાપ કાકા-સાધુ અને શાહરાન-અસલ ટાંક જાતના રજપુત હતા. એક સમયે દિલ્હીનો સુલતાન ફિરોઝશાહ તઘલખ શિકારની ધુનમાં આડફાંટે નિસરી જતાં થાણેશ્વર પાસેના એક ગામડામાં તેમની ઝુંપડી નજદિક સાંઝના વખતે જઇ પહોંચ્યો. તેને કોઇ મોટો પુરૂષ સમજીને તેમણે તેની સારી બરદાસ કરાવી અને તે બાદશાહી કુટુંબનો નબીરો છે, એમ જાણતાં તેની સાથે પોતાની બેનને વરાવી. ત્યારથી તેમના કુટુંબનો સિતારો ચઢતો થયો. તેઓએ પછી ઇસ્લામી ધર્મ અંગીકાર કર્યો અને સુલતાનની તહેનાતમાં રહેવા લાગ્યા. તેવામાં પ્રસિદ્ધ શેખ હઝરત મખદુમે જહાનીઆનનો પરિચય વધતાં, તેમના શિષ્ય બની, તેઓએ ફકીરી સ્વીકારી. પરંતુ ફિરોઝશાહ તઘલખે ગાદીએ આવતાંજ, એમના વારસ, ઝફરખાન અને સમશેરખાનને ભરોસાની મોટી જગાઓ આપી, તેમનો માનમરતબો વધાર્યો.

ગુજરાતનો સુબો મુફ્હરખાન વડી સત્તાની સામે થવાથી તેને નસિયત આપવા માટે શાહ મહમુદ તઘલખે સન૧૩૯૧માં પોતાના એક વિશ્વાસુ તરીકે ઝફરખાનને લશ્કર આપી તેની સામે મોકલ્યો. તે કુચ કરતો કરતો ખંભાત સુધી આવી પહોંચ્યો. અહિંથી તેણે મુફ્હરખાનને રાસ્ત રસ્તે ચાલી, દિલ્હીના તખ્તને તાબે થવાનું કહેણુ કહાવ્યું, પણ તે સુલેહનો સંદેશો નિષ્ફળ ગયો ને એ બે સરદારો વચ્ચે પાટણ પાસે યુદ્ધ થયું. તેમાં મુફ્હરખાન કપાઇ મુઓ અને ઝફરખાને ફતેહ મેળવી પાટનગર પાટણ કબજે કર્યુ.

તે પછી શાંત બેસી ન રહેતાં તેણે આસપાસના રાજ્યોપર ચઢાઇ કરવી જારી રાખી ઇસ્લામી સત્તાનો પ્રભાવ બેસાડયો. એ અરસામાં તૈમુરલેને, વંટોળીયાની જેમ હિન્દુસ્તાનપર ચઢી આવી, દેશમાં મારઝુડ અને જુલ્મ વર્ત્તાવી, ભારે નુકસાન કર્યું. સુલતાન મહમુદ તઘલખ દિલ્હી

છોડી નાસતો ભાગતો પાટણ આવ્યો; પણ અહિં એને મદદની આશા રહી નહિ એટલે પાછો કનોજ ગયો. તૈમુરના મૃત્યુબાદ દિલ્હીની રાજગાદી પાછી મેળવવાને તે ભાગ્યશાળી થયો.

આ બધો સમય આખા દેશમાં ભારે અંધાધુની અને અવ્યવસ્થા વ્યાપી રહ્યાં હતાં, તેનું પરિણામ એ આવ્યું કે દિલ્હીની ગાદીની મુખ્ય સત્તા તૂટી પડી, જુદા જુદા પ્રાંતના સુબાઓ સ્વતંત્ર થઇ બેઠા. ઝફરખાને પણ વખત વિચારી ગુજરાતમાં જુદું રાજ્ય સ્થાપ્યું.

એ વિષે એવી એક દંતકથા પ્રચલિત છે કે એક પ્રસંગે હઝરત મખદુમે જહાનીઆનના મકાન પર ઘણા ફકીરો એકઠા થયા, તે વખતે તેમને આપવાને તેમની પાસે પુરતું ખાવાનું નહેતું. આ વાતની, ઝફરખાન જે તેમનો શિષ્ય હતો, તેને ખબર પડતાં ઘર દોડી જઇ, પોતે ઘરમાંથી અને બજારમાંથી ખાવાનું અને મીઠાઇ લાવી, તે ફકીરોને વહેંચી દીધું. તેથી તેઓએ ખુશ થઇ ' અલ્લાહો અકબર ' નો પોકાર કર્યો. તે સાદ હઝરતને કાને પહોંચતાં તેમણે તે વિષે તપાસ કરી અને ખરી વાત જાણવામાં આવતાં ઝફરખાનને પાસે બોલાવીને કહ્યું, કે જે ખોરાક તેં ફકીરોમાં વહેંચી આપ્યો તે બદલ હું તને આખા ગુજરાતની હકુમત બક્ષિસ કરૂં છું.

આમ, ગુજરાતનું રાજ્ય ઝફરખાનને મળવામાં દૈવી હાથ પણ હતો.

આ ઝફરખાને સ્થાપેલું રાજ્ય, ગુજરાત સલતનત ગુજરાતના ઇતિહાસમાં મહત્વનું સ્થાન લે છે. છેક ઇસ્વીસનની શરૂઆતમાં ક્ષત્રપ હાકેમોએ ગુજરાતની હદ એક તરફ કચ્છ અને બીજી બાજુ ઠેઠ નાશિક સુધી લંબાવી હતી. તે પછી સોલંકીઓના સમયમાં ગુજરાત ફરી સ્વતંત્રતા મેળવે છે. અને સિદ્ધરાજ જયસિંહ, તેનું નામ અને કીર્તિ વિશેષ ઉજ્જવળ અને પ્રકાશિત કરે છે. પણ મુસલમાન સુલતાનો ગુજરાતમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપી, જે પ્રતાપ બેસાડે છે અને રાજ્યનું ગૌરવ વધારે છે, તેની સરખામણીમાં પાછલા રાજ્યો પાછાં પડે છે. તે પહેલાં ગુજરાતનું રાજ્ય આટલું ખીલ્યું કે વિસ્તાર પામ્યું નહોતું. એ સત્તા તૂટયા પછી તે ફરી સ્વતંત્ર થવા પામ્યું નથી. એ અમલ નીચે રાજ્યનો વિસ્તાર કેટલો બહોળો હતો અને તેની ઉપજ કેટલી મોટી હતી તે જાણવાથી ગુજરાત સલતનતની મહત્તાનો અને સાહિબીનો સહજ ખ્યાલ આવશે.

રાજ્યના વહિવટ અને સુવ્યવસ્થા માટે આખા મુલકને ૨૫ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યો હતો અને તે દરેક વિભાગને સરકાર કહેતા. વચલા પ્રદેશમાં પાટણ, અમદાવાદ, સુથ, ગોધરા, ચાંપાનેર, વડોદરા, ભરૂચ, નાંદોદ યાને રાજપીપળા, અને સુરત, એ નવ સરકારનો સમાવેશ થયો હતો. તે ઉપરંત ઉત્તરમાં સિરોહી, ઝાલોર, જોધપુર અને નાગોર, એ ચાર વિભાગ હતા; ઇશાન ખુણામાં ડુંગરપુર અને વાંસવાડા, એ બે વિભાગ; પૂર્વ અને નૈઋત્ય ખુણામાં નંદરબાર, બાગલાણ અને ધરમપુર એ ત્રણ વિભાગ; દક્ષિણમાં દંડારાજપુરી, મુંબાઇ, વસાઇ અને દમણ, એ ચાર વિભાગ; પશ્ચિમમાં સોરઠ અને નવાનગર એ બે, અને વાયવ્ય ખુણામાં કચ્છનો પ્રદેશ હતો.

જેમ રાજ્યની હદ ચારે દિશા તરફ બહોળી પસરેલી હતી તેમ તેની ઉપજ અને બંદરોની આવક પણ બેશુમાર અને અઢળક હતી. ઉપર જણાવેલાં ૨૫ સરકારોની મહેસુલ-જમા ઉપરાંત તેમને અહમદનગર, બુહરાનપુર, વરાડ, ગોલકોંડા, અને બીજાપુરના રાજકર્તાઓ પાસેથી ખંડણી મળતી. વળી હિન્દુસ્તાનના પશ્ચિમ કાંઠાપરના

૨૫ બંદરોની તથા બીજાં ૨૬ વેપારનાં મથકોની જકાત પણ તેમને મળતી. વેપારનાં આ ૨૬ મથકોમાંના કેટલાંક હિન્દુસ્તાનમાંજ અને બીજાં ઇરાની અખાતમાં તથા અરબસ્તાનના કિનારાપર હતાં.

આ પ્રમાણે ઉપજનાં ત્રણ સાધનોમાંથી આબાદીના વખતમાં કુલ ઉપજ હરસાલ રૂ. ૧૧,૪૬,૦૦૦૮૦ આવતી. આ પૈકી રૂપિયા ૫,૮૪,૦૮૦૦૦ અથવા અડધ ઉપરાંત ૨૫ સરકારમાંથી આવતા અને બાકી રૂ.૫,૬૨૦૦૦૮૦ રહ્યા તેનો એક પંચમાંશ દક્ષિણની ખંડણીનો અને બાકીના ચાર પંચમાંશ બંદરોની જકાતમાંથી આવતા.

પ્રાચીન સમયથી ગુજરાત તેના વેપાર રોજગાર માટે પ્રસિદ્ધ છે. એક યુરોપિયન મુસાફરે લખ્યું છે, કે ખંભાતમાં (ઇ. સ. ૧૫૯૮) વેપાર એટલો બધો છે કે જો મેં તે જોયો નહોત તો એટલો વેપાર ત્યાં હોય એમ હું માનત નહિ. ગુજરાત તો હિન્દુસ્તાનનો બગીચો કહેવાય છે, અને તેની ફલદ્રૂપતા જાણીતી છે. બીજા એક મુસાફરે નોંધ કરેલી છે કે, હિન્દુસ્તાનમાં ગુજરાત જેવો બીજો કોઈ ફળદ્રૂપ દેશ નથી. ગુજરાતના જેટલાં ફળ બીજા કોઇ દેશમાં થતાં નથી અને ગુજરાતના જેટલું અનાજ બીજા કોઇ દેશમાં પાકતું પણ નથી. તેની આબોહવા પણ આરોગ્યને અનુકૂળ છે. ગુજરાતનાં શહેરો વિષે એક ફીરંગી મુસાફર ઇ. સ. ૧૫૧૧ અને ૧૫૧૪ ની દરમ્યાન ગુજરાતમાં આવ્યો હતો તે જણાવે છે કે, "ચાંપાનેર ઘણું મોટું શહેર છે. અને અમદાવાદ તો એથી પણ વધારે મોટું અને વધારે તવંગર શહેર છે. મુગલ તવારિખનવેશ ખાફીખાનના શબ્દોમાં કહીએ તો આ તવંગર દેશની બરોબરી કરી શકે એવો હિન્દુસ્તાનમાં બીજો કોઇ પણ દેશ નથી, તેથી દિલ્હીનો સુલતાન સિકંદર લોદી કહેતો, કે દિલ્હીની સાહિબી ઘઉં, અને જવની પેદાશપર છે, જયારે ગુજરાતની રાજગાદીનો વૈભવ અને જાહોજલાલી, તેના વેપારની આબાદીપર, તેના બંદરોની પરવાળા અને મોતીની આવકપર રહેલી છે.

વળી દિલ્હીનો પાદશાહ ગુજરાતના સુલતાન મહમુદ બેગડાને ભેટ મોકલે એ પણ ગુજરાત સલતનતની મહત્તા માટે ઓછું સૂચક નથી.

વિશેષમાં ગુજરાતના સુલતાનોની નામના તેમણે અહિં જે રોનકદાર અને ભવ્ય મહેલો અને મિનારા, સુંદર અને નકસીદાર રોજા અને મસ્જિદો બંધાવ્યાં તેનાથી કાયમ જળવાઇ રહી છે. અને તે કળા અદ્યાપિ દેશ પરદેશના સ્થાપત્ય રસિકોને અહિં આકર્ષે છે. એ કાળે હિન્દુસ્તાનમાં અમદાવાદ અને ચાંપાનેર જેવા બીજાં આબાદ અને સમૃદ્ધ શહેરો નહોતાં.

એવું કહેવાય છે કે દિલ્હી અને આગ્રા બાંધવામાં મુગલ બાદશાહોના મનપર અમદાવાદના સ્થાપત્યે ઉંડી અસર કરી હતી અને તેના બીજ પણ અહિંજ નંખાયા હતા.

આ પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે મધ્યયુગમાં ગુજરાતનું મુસલમાન રાજ્ય અતિ બળવાન અને બહોળું વિકસેલું હતું. તેનો વૈભવ અને સમૃદ્ધિ નજર આગળ તરી રહી સૌ કોઇનું ધ્યાન ખેંચતાં.

ગુજરાતી ભાષા, સાહિત્ય અને લોકજીવનની દૃષ્ટિએ પણ આ યુગ ચિરસ્મરણીય અને વિચારવા યોગ્ય છે. ભાષાશાસ્ત્રીયો આપણને કહે છે, કે પશ્ચિમ રાજસ્થાની અને ગુજરાતી ભાષાને નિકટ સંબંધ છે. આપણે એ પણ જાણીએ છીએ કે ગુર્જરો પ્રથમ ઉત્તરમાં રાજપુતાણામાં વસેલા અને તે ભાગ તે કાળે ગુજરાત તરીકે ઓળખાતો. શ્રીમાળ યાને ભિન્ન-

આળ તે ગુર્જરોનું રાજનગર હતું. તે ભાંગતા ત્યાંની પ્રજા નીચે દક્ષિણમાં ઉતરવા માંડી અને મુસલમાનોની ચઢાઇ પછી તો આખો દેશ અસ્તવ્યસ્ત થઇ,પ્રજા જ્યાં ત્યાં વિખરાઇ ગઈ.

આ સમયને સ્વ. ગોવર્ધનરામે 'ભ્રમણયુગ' નું નામ આપ્યું છે, તે યોગ્ય છે. આ મંથનકાળમાં પ્રજાની માફક ભાષા પણ ઘસાઇ ઘડાઇને વિકાસ પામી. આ સંબંધે સ્વ. ગોવર્ધનરામે કરેલી ગવેષણા અદ્યાપિ મનનીય છે. તેઓ કહે છે, "જૈનગ્રંથકારોની ભાષા તેમના અસંગ જીવનના બળે શુદ્ધ અને સરલરૂપે તેમના સાહિત્યમાં સ્ફુરે છે. ત્યારે આખા દેશના પ્રાચીન ભીલ આદિ અનાર્ય જાતિઓ અને રાજ્યકર્ત્તા મુસલમીન વર્ગ એ ઉભયના સંસર્ગથી બ્રાહ્મણ વાણીયાઓની નવી ભાષા કેવી રીતે જુદું ધાવણ ધાવી બંધાઈ તે પણ તેમના આ ભ્રમણના ઇતિહાસથીજ સમજાશે. એ સાધુઓની અને આ સંસારીઓની ઉભયની ગુજરાતી ભાષા આમ જુદે રૂપે બંધાવા પામી તેની સાથે ઉક્તયુગને એ તે ઉક્ત કારણોથી સંસ્કૃત વિદ્યા અને સાહિત્ય લોપ પામી ગયાં અને જો કાંઇ નવું સાહિત્ય ઉગવા સરજેલું હોય તો તેની ભાષા લોકની આ નવી ગુજરાતીજ હોવી જોઇએ, એવું અનુમાન આટલા ઇતિહાસમાંથી ફલિત થાય છે. ઇ. સ. ના દશમા શતકમાં હિન્દી ભાષા ઉત્તર હિન્દુસ્તાનમાં જન્મી તે કાળે ગર્ભરૂપે સ્ફુરવા પામેલી ગુજરાતી ભાષાના અસ્થિપંજરમાં ચારસો પાંચસો વર્ષોની ગર્ભ સ્થિતિએ પરિપાક દશા આણી, સંસ્કૃત સાહિત્યનો લોપ થતાં ગુજરાતી ભાષામાં સાહિત્ય જીવન સ્ફુરવા લાગ્યું હોય એમ સમજાય છે. કારણ આપણા આદિ કવિઓની ભાષા તેવા પરિપાકને પામેલી સ્થિતિમાં પ્રગટ થાય છે."

આ સબબથી નરસિંહ મહેતો, જે આ સમયમાં થઇ ગયો, તે ગુજરાતી ભાષાના આદ્ય કવિ તરીકે જાણીતો છે. જો કે કેટલાક વિદ્વાનો તે પૂર્વેની ભાષાને જુની ગુજરાતીનું નામ આપી, આ યુગની ભાષાને મધ્ય ગુજરાતી તરીકે આપણને પરિચય કરાવે છે.

રાજકીય ઉથલપાથલની સાથે એ સમયે ધાર્મિક જીવનમાં પણ મોટો ફેરફાર થયેલો માલૂમ પડે છે.

પૂર્વે રામાનંદે ધર્મનાં દ્વાર સૌ માટે ખૂલ્લાં કરી ભક્તિમાર્ગને આગળ કર્યો અને તેમણે ધર્મોપદેશ પ્રાકૃત ભાષામાં કરવા માંડયો. તેની અસર દેશી ભાષાઓ પર પ્રબળ થઇ, અને તેનો વિકાસ થવા માંડયો. તે પછી ભક્તિ ધર્મનું એક મોટું મોજું સમસ્ત દેશ પર ફરી વળ્યું, જેની છાપ દરેક પ્રાંતિક ભાષા સાહિત્યમાં સજ્જડ પડેલી જણાઇ આવે છે. તે વખતે લોક આસ્થા કર્મકાંડ પરથી શિથિલ થતી જાય છે, અને શ્રીશંકરાચાર્યનો જ્ઞાનવાદ પણ જનસમૂહને ઝાઝુ આકર્ષણ કરતો નથી. ફક્ત ભક્તિ–વિષ્ણુભક્તિ–ભાગવતધર્મ–રૂચિકર નિવડી તે સર્વત્ર પસરે છે અને તેનું પ્રાબલ્ય વધે છે. ભક્તિધર્મ, યોગમાર્ગ, કર્મકાંડ, અને જ્ઞાનમાર્ગ કરતાં કેટલો સુલભ અને આકર્ષક છે તે સ્વ. રાનાડેએ, એમના ધાર્મિક વ્યાખ્યાનોમાં અસરકારક રીતે સમજાવ્યું છે. ભક્તિ માર્ગમાં પ્રેમ એજ મુખ્ય સૂત્ર છે. પ્રભુના દરબારમાં પહોંચવાને તે બસ છે; ત્યાં રોકનાર કોઇ દરવાન હોતો નથી. તે માટે પંડિતાઇ જોઇતી નથી. તે માટે નાણું કે બીજી કોઇ ભેટની જરૂર પડતી નથી. ત્યાં કોઇ જાતનો જાતિ ભેદ નથી; તેમજ સ્ત્રી પુરૂષનો ભિન્નભાવ નજરે પડતો નથી. જ્ઞાની કે અધિકારી માટે નીચું ઉંચું સ્થાન નથી. સૌ સમાન છે અને તે માર્ગે ન્હાના મ્હોટા, સ્ત્રી

પ્રૈશ્ય, શુદ્ર–સૌને માટે ખુલ્લો છે. માત્ર ભક્તિથી, પ્રેમથી, ભક્ત, પ્રભુને વશ કરી તેમની પ્રીતિ મેળવી શકે છે. એટલે સુધી કે ભક્તવત્સલ પ્રભુ ભક્તાધીન થઇ રહે છે.

આપણે મધ્યયુગનું ધાર્મિક સાહિત્ય અવલોકીશું તો આપણા ભક્ત કવિઓ, આજ વિચાર, આજ ભાવના, આજ પ્રેમ ભક્તિને પ્રબોધતા માલુમ પડશે. આદ્યકવિ નરસિંહ જે પ્રભુનો પૂરો અને સાચો ભક્ત હતો, તેનાં કાવ્યોમાં આપણુને એજ વસ્તુનું; એજ નિઃસીમ પ્રેમભક્તિનું તાદશ્ય ચિત્ર મળી આવે છે.

આવી રીતે ભક્તિ માર્ગમાં પ્રજાજીવન રંગાયાથી, પ્રેમ લક્ષણા ભક્તિનો ઉપદેશ કરતું ભાગવત પુરાણ વેદની જેમ એક પ્રમાણભૂત અને પૂજ્ય ગ્રંથ થઇ પડી જન સમાજમાં તેનો અભ્યાસ અને અધ્યયન ખૂબ થવા માંડે છે. એ સમયે આપણે જોઇશું તો બધી દેશી ભાષાઓમાં તે ગ્રંથના અનેક અનુવાદ થયેલા આપણને જડશે. ભાગવતે–કૃષ્ણ ભક્તિએ હિન્દુ સમાજજીવન પર કેટલી ઉંડી અને વ્યાપક અસર કરેલી છે એ સમજાવવાની ભાગ્યેજ જરૂર પડશે. આપણું બધું સાહિત્ય, અરે આપણું આખુંય જીવન એ વિચાર અને ભાવનાથી નિતરતું કોઇ ઉપલક જોનારની પણ દૃષ્ટિ સમક્ષ તરવરી રહેશે.

વળી તે યુગમાં મુસ્લીમ સંતોનો લાગવગ પણ જેવો તેવો ન હોતો. ગુજરાતના સુલતાનો તેમની છાયા નીચે આગળ વધ્યા હતા. ઝફરખાનને ગુજરાતની રાજ્ય ગાદી મળી એમાં હઝરત મખદુમે જહાનીઆનની સિદ્ધ વાણીનો પ્રતાપ રહ્યો છે. સુલતાન અહમદ પણ શેખ અહમદ ખત્તુની સેવા કરવામાં પોતાનું અહોભાગ્ય સમજતો. મહમદ બેગડો તો શેખ શાહ આલમની સહાયતા વિના ગાદીપર આવી શકત નહિ. મુઝફ્ફર બીજો નામરજી છતાં હઝરત શેખ શેખજીને નમતો રહે છે અને બહાદુરશાહ ગુજરાતની ગાદી હઝરત શેખજીની પ્રીતિથી મેળવે છે.

તે સમયે સંખ્યાબંધ ઇસ્લામી ઉપદેશકો આ તરફ ઉતરી આવેલા અને ઇસ્લામનો પ્રચાર કરવામાં અને હિન્દુ મુસ્લીમ ઐક્ય સાધવામાં તેમણે ઓછો શ્રમ લીધેલો નહિ. ખોજા, વહોરા, મેમણ, મોલેસલામ વગેરે જાતિઓ તે વખતે ઉદ્‌ભવેલી. કબીર પણ આ સમયમાં થયો અને તેણે હિન્દુ મુસલમાન વચ્ચે ભાઇચારો અને સંપ વધારવાને, રામ અને રહેમાન વસ્તુતઃ એક છે એવો ઉપદેશ ખુલ્લી રીતે કરેલો.

આ પ્રમાણે તે જમાનામાં સંત પુરૂષો અને ઉપદેશકોએ હિન્દુ અને મુસલમાન સમાજ જીવનપર જે ઉંડી અસર કરી ધર્મનો પ્રચાર વધારેલો, એ કાળબળ આપણે વિસારવા જેવું નથી. ખાસ કરીને ફરજિઆત ઇસ્લામી ધર્મ સ્વીકારેલો એવી કોમોનું સાહિત્ય સમભાવપૂર્વક વિચારવામાં આવે તો ત્યારના સામાજિક ઈતિહાસ પર વિશેષ પ્રકાશ પડી, એક બીજી કોમો વચ્ચેનો એખલાસ વધે એ નિઃસંશય છે.

આપણે હવે ગુજરાતના સુલતાનોની કારકિર્દી તપાસીએ. ઝફરખાન ગુજરાતની સુબાગીરી મેળવ્યા પછી પગ વાળી બેઠો નહિ. તેણે ઈડર, માળવા, નંદરબાર, સોમનાથ વગેરે આસપાસના ભાગોપર ચઢાઇ કરી, ઈસ્લામી સત્તાનો દોર બતાવ્યો, તે સાથે જ્યાં ત્યાં હિન્દુ મંદિરો અને દેવસ્થાનો તોડી ભાંગી ઇસ્લામનો પ્રચાર કરવા તજવીજ કરી. તેના પુત્ર તાતારખાનને દિલ્હી જીતવાની ભારે હોંશ હતી, તેને તેણે ગુજરાતની ગાદી

આપી શાન્ત પાડયો; પણ તે આઝુ જીવ્યો નહિ. પછી ઝફરખાન પોતે રાજ્યાસન પર બેઠો. એવામાં અસાવળના કોળીઓએ બળવો કરતાં તેમને દાબી દેવાને તેણે તાતારખાનના પુત્ર અહમદખાનને લશ્કર આપીને મોકલ્યો. પણ તેણે આગળ ન જતાં, એમ કહેવાય છે કે, પાટણ પર સ્વારી લઈ જઈ, સુલતાનને કેદ કર્યો અને પોતે તખ્તપર બેઠો. આ કૃત્ય માટે, એમ કહેવાય છે કે, તેને પાછળથી બહુ પસ્તાવો થયો હતો.

ગાદીએ બેઠા પછી અહમદશાહે એક મહત્વનો અને જાણવા જેવો ફેરફાર એ કર્યો કે ઇ. સ. ૧૪૧૨ માં અમદાવાદ વસાવી તેને જુની રાજધાની પાટણને સ્થાને ગુજરાતનું પાટનગર બનાવ્યું. તેમજ ગુજરાતનું રાજ્ય દૃઢ અને મજબુત કરવાને તેણે ઇડર, ચાંપાનેર, સંખેડા, મંદુ, મોડાસા, જુનાગઢ વગેરે શહેરો પર ચઢાઇ કરી, અને સર્વત્ર ગુજરાત સલતનતની આણ વર્તાવી.

તે એક બહાદુર લડવૈયો હતો. લડાઇમાં તે જ્યારે ઉતરતો ત્યારે તેની હમેશ જીત જ થતી. એ કોઇ દિવસ લડાઇમાં હાર્યો નથી. તેના લશ્કર માટે પણ તે બહુ કાળજી રાખતો. તેઓ લશ્કરમાં સ્થાયી રહી દિલથી કામ કરે એ માટે તેમને અડધો પગાર રોકડો અને અડધા પગાર જેટલી જાગીર આપવાની તેણે યોજના કરી હતીઃ એવા આશયથી કે આખો પગાર વપરાઇ જઇ તેમનામાં અસંતોષ પેદા થાય નહિ અને જાગીરની આવકમાંથી તેમની ગેરહાજરી દરમ્યાન તેમના કુટુંબનો પણ સારી રીતે નિર્વાહ થયા કરે. એજ પ્રમાણે મહેસુલ જમા અને પરગણાંના વહિવટ માટે યોગ્ય, અને તેઓ માંહોમાંહે સંપી જઇ રાજ્ય વિરુદ્ધ ખટપટ કે રાજ્યની ઉપજ ઉચાપટ ન કરે એવી રીતે, માણસોની નિમણુંક કરવા તે ચોકસાઇ રાખતો.

તેની ન્યાય વૃત્તિ એટલી કડક હતી કે એક વખત તેના જમાઇએ સત્તાના મદમાં એક નિર્દોષ મનુષ્યનું ખૂન કરેલું તેને દેહાંત દંડની સજા કરતાં સુલતાને પાછું વાળી જોયેલું નહિ. પણ તે ધર્માંધ હતો. તેથી હિન્દુઓના મંદિરો તોડવામાં તે મગરૂરી લેતો અને બળાત્કારે રાજપુત સ્ત્રીઓ સાથે લગ્ન કરતો. મંદિરો તોડવામાં, હિન્દુઓને વટાળવામાં અને બળાત્કારે રાજપુત સ્ત્રીઓ સાથે પરણવામાં એ સુલતાનો મગરૂરી માનતા અને તેમાંજ ઇસ્લામનું ગૌરવ રહેલું છે એમ સમજતા.

અમદાવાદનો પાયો નાખતી વખતે એવા ચાર અહમદની જરૂર હતી કે જે દિવસની પાંચ નિમાજમાં એક પણ ચૂકયો ન હોય. તે ચારમાં સુલતાન અહમદ પણ હતો. એ પરથી એના ચુસ્ત ધાર્મિક જીવનનો ખ્યાલ આવશે. તે શેખ રૂકનુદીન કાને શકરનો શિષ્ય હતો. શેખ અહમદ ખતુ ગંજબક્ષની પણ એના પર પૂરી પ્રીતિ હતી. એક રાત્રે હઝરતને શૌચ જઈ આવ્યા પછી હાથ ધોવાની માટી સુલતાને આપી. રાત ઘણી અંધારી હતી તેથી હઝરતે પૂછ્યું, સલાહઉદ્દીન છે?"એ માણસ હઝરતનો નોકર હતો. સુલતાને કહ્યું. ના, એ તો હું અહમદ છું. હઝરતે જવાબ આપ્યો, અરે ભાગ્યશાળી પાદશાહ !

આ બધા પરથી એની સાદાઇ, નમ્રતા, ધાર્મિકતા, ન્યાયવૃત્તિ કાર્યકુશળતા અને શૂરાતન વિષે સારો અભિપ્રાય બંધાશે. તેમાં વળી અમદાવાદ વસાવીને, ખાસ કરીને

જુમામસિદ, બાદશાહી મહેલ અને હજીરો બંધાવી તેણે જે કીર્તિ અને પ્રસિદ્ધિ પ્રાપ્ત કર્યા છે તે સદા યાદગાર રહેશે. તેની કારકિર્દીના એ જીવંત સ્મારકો છે.

એનો પુત્ર સુલતાન મહમદ પિતા જેવો બહાદુર નિસર્યો નહિ. માળવાનો મહમદ ખીલજી ગુજરાત પર ચઢી આવે છે એ સાંભળતાં એક વાણીઆની સલાહ માની રાજ્ય છોડી છાનામાના નાશી જવાનો તેણે મનસુબો કર્યો. પણ અમીરોને તે વાતની ખબર પડી જતાં તેઓએ તાબડતોબ તેના શાહઝાદા કુતુબુદ્દીનને પાદશાહત પર આણીને બેસાડયો, તે પછી તેની અને સુલતાન મહમુદ ખીલજી વચ્ચે કપડવંણજ પાસે જંગી યુદ્ધ થયું તેમાં કુતુબુદ્દીન જીત્યો. એ જીતમાં હઝરત શાહ કુતબુલ એકતાબનો પણ હાથ હતો.

દંતકથા એવી છે કે શેખ કમાલ નામે એક ફકીર માળવા તરફથી આવીને અમદાવાદમાં રહ્યો હતો. તેને માળવાના સુલતાન મહમુદ ખીલજીએ ગુજરાતની સલ્તનત પોતાને મળે એમ કરવા અરજ ગુજારી, તે સાથે ૫૦૦ સોનાના સિક્કા પણ ભેટ મોકલ્યા. સુલતાન મહમદને આ બાતમી મળતાં તેણે ગુસ્સે થઇ એ નાણું શેખ કમાલ પાસેથી ખુંચવી લીધું. ત્યારથી શેખ કમાલ ગુજરાતની ગાદી મહમુદ ખીલજીને મળે એવી ખુદાને પ્રાર્થના કરતો રહ્યો. એ શેખને નાખુશ કર્યો હતો તેની ખફગીના ભયથી સુલતાન મહમદે ના હિમત બની, સામા લડવાને બદલે નાસી જવાનો યત્ન કર્યો; પણ તેમાં એનું મૃત્યુ થયું. તેના પુત્ર કુતુબુદ્દીને ગાદીયે બેઠા પછી, રાજ્ય પર આવી પડેલી આફતમાંથી મુક્ત થવાને ડાહ્યા પુરૂષોની સલાહ લઇ તેમની સૂચનાનુસાર, ગુજરાતની ગાદીનું ભલું વાંચનાર હઝરત મખદૂમે જહાનીઆનના વંશજ અને ગાદીનશીન સૈયદ બુરાહ્નુદ્દીનનો આશ્રય લીધો. તેમણે ખુદાના બંદા શેખ કમાલને સંતોષવા હઝરત શાહઆલમ સાથે પેગામ પર પેગામ મોકલ્યા પણ તેની અસર જણાઇ નહિ. આથી હઝરત શાહઆલમને ખોટું લાગ્યું અને તેણે શેખને પોતાનો પરચો બતાવ્યો. પછી કુતુબુદ્દીનને પોતાની તરફથી એક તીર, હાથી અને તરવાર ભેટ આપીને પોતે અમદાવાદ પાછો ફર્યો. ત્યાર બાદ મહમુદ ખીલજી સાથે યુદ્ધ થયું તેમાં તે હારીને પોતાને દેશ નાસી ગયો.

આ પ્રમાણે જીત થયા બાદ કુતુબુદ્દીન સુખચેનમાં પડી ગયો. પાછળથી પોતાના સાવકા ભાઈ ફતેહખાન પ્રતિ ઇર્ષા થતાં તેને પકડવાને તેણે બહુ ફાંફાં માર્યા પણ ફતેહ-ખાન જે હઝરત શાહઆલમ પાસે રહેતો હતો તેની સહાયતાથી એને લેશ પણ આંચ આવી નહિ અને તેના મૃત્યુ બાદ તે મહમદ નામ ધારણ કરી ગાદીએ બેઠો, જે મહમૂદ બેગડાના નામથી પ્રસિદ્ધ થયો.

આ મહમૂદે ગુજરાતની સત્તા વધારવામાં કાંઇ કચાસ રાખી નહોતી. તેણે ચાંપાનેર અને જુનાગઢ એ બે જુના અને પ્રસિદ્ધ કિલ્લાઓ હસ્તગત કરી, ત્યાંના હિન્દુ રાજાઓને તારાજ કર્યા. તેણે એક તરફ આસીરગઢ તો બીજી તરફ ઠેઠ કચ્છ અને સિંધ, એક તરફ મુંબઇ તો બીજી તરફ દ્વારકાં, એમ ચો તરફ ફરી વળી, જ્યાં ત્યાં પોતાનો અમલ સ્થાપ્યો. તેમાં હિન્દુ રાજાઓને તો તેના હાથે ઘણું સોસવું પડયું. તેના સરદાર મલિક અયાઝની દૂરઅંદેશી અને હિંમતથી પોર્ટુગીઝ પણ તેની સામે દરિયાઇ યુદ્ધમાં ફાવ્યા નહોતા. વળી જ્યાં મોટી જીત થતી ત્યાં તે નગરો વસાવતો અને કેટલીક વખત તો તે ત્યાંજ રહેતો. પોતાના સિપાઇ માટે તે અત્યંત લાગણી ધરાવતો. લડાઇમાંથી પાછા આવીને પ્રથમ તે

મરણ પામેલા સીપાઇઓના કુટુંબીઓને મળતો અને તેમના પ્રતિ સહાનુભૂતિ દર્શાવીને, તેમના નિર્વાહ માટે યોગ્ય વ્યવસ્થા કરતો.

તે શરીરે કદાવર અને મજબુત હતો. તેનો ભવ્ય દેખાવ અને તેની લાંબી મૂછો પરથી તે બેગડો કહેવાતો. જુનાગઢ અને ચાંપાનેર એ બે ગઢ તેણે જીતેલા તે પરથી, સામાન્ય માન્યતા એવી છે, કે તેનું નામ બેગડો પડેલું પણ વાસ્તવિક રીતે ખરો શબ્દ વેગડો છે અને તે ઉપનામ તેને એની લાંબી મૂછો પરથી મળ્યું હતું. ઈ. સ. ૧૫૦૬ માં ગુજરાતમાં આવેલો વર્થમા નામે મુસાફર લખે છે, કે તેની મૂછ એટલી લાંબી હતી કે સ્ત્રીઓ જેમ માથાના વાળની લટ બાંધે તેમ તે તેની મુછને બાંધતો. તેનો આહાર પણ અસાધારણ હતો, એટલે સુધી કે રાત્રે સુતી વખતે પણ તેની પથારીની બંને બાજુએ ખાવા નાની રકાબીઓ મુકવામાં આવતી અને રાતમાં જાગતાં અગર પાસું ફેરવતાં તે એ ખાતો.

એના વખતમાં રૈયત સુખી હતી, તેનું કારણ એ હતું કે જોર જુલમ સિવાય બીજા કોઇ કારણસર કોઇ પણ જાગીરદારની જાગીર પાછી લઇ લેવામાં આવતી નહોતી. વળી લસ્કરમાંનો કોઇ પણ લડાઈમાં મરે અથવા કુદરતી રીતે તેનું મોત થાય ત્યારે તેની જાગીર તેના છોકરાને અપાતી. અને તેના અભાવે અડધો ભાગ તેની છોકરીને મળતો, અગર તો આશ્રિતોને ગુજરાન વાસ્તે હરકત ન પડે એવો બંદોબસ્ત થતો. વેપારીઓને લુંટારાઓનો ભય રહ્યો નહોતો કેમકે રાજ્ય તરફથી જાનમાલની સલામતી અને રક્ષણ માટે પાકો બંદોબસ્ત હતો. વળી મુસાફરખાનો, પાઠશાળા અને મસ્જિદો બંધાવી રૈયતના સુખ અને સવડ માટે પુરતી કાળજી લેવાતી. તેથી એના રાજ્ય માટે એક કવિએ કહ્યું છે, કે જુલમગારોમાં તારા રોફને લીધે એવી તો બીક બેસી ગઇ છે, કે એક કબુતર પર પણ કોઈ બાઝ પક્ષી છોડી શકતું નથી."

તેનો પુત્ર સુલતાન મુઝફ્ફર બીજો અતિ ભલો અને ધર્મિષ્ટ હતો. એક પ્રસંગે ધાર્મિક વિષય ચર્ચાઇ રહ્યો હતો, તેની વચ્ચે મહમુદ બેગડો બોલી ઉઠયો, કે "મારા છોકરાઓમાં કોઇ એવો વીરલો નર નથી કે જેને લીધે પરમેશ્વર તરફથી આ રહેમ એટલે કે કુરાન મોંઢે હોય એવી હું આશા રાખી શકું !!"

આ શબ્દો મુઝફ્ફરના સાંભળવામાં આવ્યા અને તેણે કુરાન પાઠે કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. તેમાં પારંગત થઇ, પછી પાદશાહને આવીને કહ્યું, 'જો આપની મરજી હોય તો હું આખું કુરાન મ્હોંઢે બોલી જાઉં. આથી સુલતાને અત્યંત ખુશી થઈ, તેને પોતાની બગલમાં લીધો અને તેની આંખ અને માથાપર ચુંબન કર્યું.

તેને (મુઝફ્ફર) વળી મદ્ય માટે એટલો બધો તિરસ્કાર હતો કે એકવાર તેના માનીતા ઘોડાને દવા તરીકે દારૂ આપવામાં આવ્યો, તે વાત જાણ્યા પછી તે એ ઘોડા પર કદી બેઠો નહિ. મંદુના મેદનીરાયને હરાવી સુલતાન મહમુદને માળવાનું રાજ્ય પાછું સોંપ્યું ત્યારે, તે રખેને લાલચનો ભોગ થઇ પડે એ વિચારથી ત્યાં ઝાઝો વખત થોભ્યો નહિ. રૈયત માટે પણ તે એટલી લાગણી ધરાવતો કે એક વર્ષ દુકાળ પડતાં તેણે અલ્લાને પ્રાર્થનામાં કહ્યું, કે અરે પરવરદિગાર જો મારા પોતાના

પાપને માટે ગુજરાતના લોકોને તું આ પ્રમાણે સતાવતો હોય, તો મને ( મુઝફ્ફરને ) આ ફાની દુનિયામાંથી ઉઠાવી લે, અને તારે પોતાને ખાતર લોકોને દુષ્કાળના પંજામાંથી બચાવ, કારણ કે ગરીબ મુઝફ્ફર ગરીબ લોકોનો ભુખમરો જોઈ શકતો નથી.

વળી, તે સંગીતમાં બહુ પ્રવિણ હતો તેમજ એક અચ્છો તીરંદાજ હતો.

હિન્દુઓ સામે તેણે યુદ્ધ કરેલું તેમાં એની ફતેહ થયેલી, એટલુંજ નહિ પણ મેદની-રાયને હાંકી મુકી, એ રાજ્ય તેણે ઉદારતાથી મહમુદ ખીલજીને પાછું સોંપેલું.

તેણે આઠ છોકરાં હતાં. મોટા પુત્રનું નામ સિકંદરખાન હતું અને તેનાથી ન્હાનાનું નામ બહાદુરખાન હતું. તે તેની જાગીર પાસે વટવામાં ઘણો વખત હઝરત શેખ શેખજીની સેવામાં હાજર રહેતો. તેથી હઝરત શેખજીનો તેના પર બહુ પ્યાર હતો. એક દિવસે તો હઝરતે બાહાદુરને પોતાના પલંગ પર બેસાડી જે લોકો હાજર હતા, તેમને કહ્યું, "આખરે ગુજરાતનો પાદશાહ આ થશે." આ ખબર ઝનાનામાં પહોંચતા, પાટવી કુંવર સિંકદરખાનને ગુજરાતની ગાદી મળે એવો આશીર્વાદ મેળવવા રાણીએ સુલતાન મુઝફ્ફરને હઝરત શેખજી પાસે મોકલ્યા. તેણે આવીને કહ્યું, "હઝરતને પોતાને પણ માલુમ હશે કે સિકંદરખાન મારો સૌથી મોટો છોકરો છે, અને દરેક બાબતમાં કામેલ અને લાયક છે. મં એને મારો પાટવી કુંવર નિમ્યો છે." આ પ્રમાણે કહીને તેણે પોતાનો હાથ લાંબો કર્યો અને સિકંદરખાનનો હાથ સમજી, બાહાદુરખાનનો હાથ, જે તે સમયે તેમની વચ્ચે આવી બેસી ગયો હતો, તે લીધો, અને કહ્યું, હઝરત પોતે પણ પરવરદિગારની પ્રાર્થના કરો અને એવા આશીર્વાદ આપો, કે મારા પછી ગુજરાતની પાદશાહી આને મળે." હઝરત સૈયદે કહ્યું, "આપની આ ખાહેશ પરવરદિગારના દરબારમાં સ્વીકારાઇ છે અને આ છોકરો ગુજરાતનો પાદશાહ થશે અને ગુજરાત સિવાય બીજું રાજ પણ જીતશે." સુલતાને ખુશ થઇ સિકંદર તરફ જોયું પણ પોતાના હાથમાં બાહાદુરશાહનો હાથ જોતાં તે ઘણો દિલગીર થયો. ખુદાની મરજી જૂદી જ હતી.

તે પછી બાહાદુરશાહને રાજ્યમાં રહેવું વસમું થઇ પડયું. તેથી તેણે દિલ્હી તરફ જવાનો નિશ્ચય કર્યો. તે સમયે હઝરતે, તેને રજા આપતાં કહ્યું, "જો તારો દુસ્મન જોરાવર છે તો તારો આશ્રયદાતા વધારે જોરાવર છે. ખુદાના દરબારમાં ગુજરાતની સલતનત તારા નામ પર નોંધાઇ છે. તેને દેખાવ દેવાને માટે થોડા વખતની વાર છે. ત્યાં લગી સફરનો સરંજામ તૈયાર કર, કારણ કે સફર તારે માટે મુબારક છે."

ત્યારબાદ સિકંદરખાન ગાદીએ બેઠો પણ એક માસમાંજ તેનું ખૂન થયું. તેના ન્હાના ભાઇને, ખુની ઇમાદઉલ મુલ્ક, રાજ્યગાદીએ બેસાડી, પોતે સર્વ સત્તા ધારણ કરે છે પણ તેના જુલમથી ત્રાસી જઇને સરદારો બાહાદુરશાહને ગુજરાત પાછો બોલાવે છે. તે આવતાં જ સૌ કોઇ તેના પક્ષમાં ફરી બેસે છે અને ઇમાદઉલ્મુલ્કને ફાંસીએ લટકા-વવામાં આવે છે.

આ પ્રમાણે રાજ્યતંત્ર કબજે કરી પછી તે રાજ્યમાં બંદોબસ્ત કરવા નિકળી પડે છે. રાયસીનના કિલ્લાને જીતે છે તેનો વૃત્તાંત તો કરૂણ અને દિલ ઉશ્કેરનારો છે. તેનો પ્રભાવ એટલો બધો હતો કે દક્ષિણના રાજ્યો પણ એને નમતા. પણ મુગલ બાદશાહ હુમાયુનનું તેનાથી સહજ અપમાન થતાં, તે ગુજરાત પર ચઢી આવે છે. તે વખતે એ

ચિત્તોડને ઘેરો ઘાલી રહ્યો હતો. તેના પર હલ્લો કરવા જતાં હિન્દુને મદદ કરવા જેવું થઇ પડશે અને એ કૃત્ય કુરાને શરીફના કાનુન વિરૂદ્ધ ગણાશે એમ સમજીને તે ઘેરાનું પરિણામ આવતાં સુધી તે થોભી જાય છે. પછી યુદ્ધ થયું તેમાં બાહાદુરશાહની હાર થઈ અને તે નાસી ગયો. ગુજરાત હુમાયુનના હાથમાં આવ્યું પરંતુ તે વખતે શેરશાહ દિલ્હી પર ચઢી આવતાં હુમાયુનને પાછા ફરવું પડયું. તે તકનો લાભ લઈ બાહાદુરશાહ મુગલ સૈન્યને કનિજ પાસે હરાવી, ગયેલું રાજ્ય પાછું મેળવે છે. પણ તેવામાં ફીરંગીઓ સાથે ખટપટ થતાં, તેમના કાવતરાનો તે ભોગ થઇ પડે છે અને મૃત્યુ પામે છે. આમ ગુજરાતના છેલ્લા બહાદુર સુલતાનનો કરુણ અંત આવે છે.

એ વિષે એવી વાયકા છે કે તે જ્યારે હઝરત શેખજી પાસે રહેતો ત્યારે ત્યાંના લોકને બહુ ત્રાસ આપતો; કોઇની પાઘડી પાડી નાખતો; કોઇની પાછળ કુતરા દોડાવતો. એક વખત તો એક માણસ વેળાસર નાસી જઈ ઘરમાં પેઠો નહોત તો કુતરો તેના પગના ટૂકડા કરી નાંખત. આ વાત સાંભળીને હઝરત ઘણા ગુસ્સે થયા અને કહ્યું, “ખીસકોલી ખાનાર એટલે ફીરંગી કુત્તાઓ પણ એના એજ પ્રમાણે ટુકડે ટુકડા કરી નાખશે અને ફીરંગીઓ તરફથી એની પડતી આવશે.”

તે પછી ગુજરાતની પડતી થઈ. સુલતાનો નામના, રમકડા જેવા થઈ પડયા. બધી સત્તા જોરાવર સરદારોના હાથમાં જઇ પડી. તેના પરિણામે રાજ્યકારભારમાં અંધાધુની અને રાજદ્રોહે જોર પકડયું. રાજ્યની ઉપજ વધારવાને મહેસુલ પુષ્કળ વધારવામાં આવી; જે તેની જાગીરો જપ્ત થવા માંડી. જાનમાલની સલામતી રહી નહિ. પ્રજાપર જુલ્મ થવા માંડયો, એટલે સુધી કે શેહેર વચ્ચે ઘોડાપર બેસીને જવાની કોઇ હિન્દુને છૂટ રહી નહિ; અને જેઓ પગે ચાલીને જતા તેમને પણ જમણે ખભે લાલ પટી લગાવ્યા વના જવાતું નાહ.

તેનો ખ્યાલ એટલા પરથી આવશે કે ગુલામ બુહરાને સુલતાન અહમદનું કરપીણ ખૂન કરતાં, પ્રજાએ તેને છૂટકારો બક્ષનાર એક દેવ તરીકે વધાવ્યો હતો.

સરદારો કર્તાહર્તા થઇ પડયા પણ માંહોમાંહે કુસંપ અને ઇર્ષા રાખતાં લશ્કરમાંના હબસીઓનું પ્રાબલ્ય વધ્યું અને તેઓ પણ રાજ વ્યવસ્થામાં માથું મારવા લાગ્યા. વળી હુમાયુન સાથે અહિં આવી રહેલા મીરઝા સરદારો પણ રાજ્યની પડતીનો લાભ લઇ જ્યાં ત્યાં સત્તા જમાવી બેઠાં; એટલે કે ‘ગળીઆના બે ભાગ’ એવી સ્થિતિ પ્રવર્તી રહી. તેથી તે ત્રાસ અને જુલમમાંથી છૂટવાને કેટલાક સરદારોએ કંટાળીને શાહ અકબરને ગુજરાત જીતી લવાને બોલાવ્યો.

સન. ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીત્યું, ત્યારથી ગુજરાત સલતનતનો અંત આવ્યો અને ગુજરાત મોગલ સામ્રાજ્યનો એક ભાગ થઇ પડયો.

મધ્ય યુગના ગુજરાતની રાજકીય અને સામાજિક સ્થિતિ વિષે સામાન્ય માહિતી મેળવ્યા પછી આપણે હવે તત્કાલિન ગુજરાતી સાહિત્ય કેવું હતું તેનો સહજ વિચાર કરીએ.

આપણે આગળ જોઇ ગયા કે, મુસલમાનોના હલ્લાથી જુનાં રાજ્યો તૂટતાં પ્રજા નાસભાગમાં પડી અને તે ભ્રમણ દરમિયાન નવા નવા સંજોગોમાંથી પસાર થતાં જુદી જુદી કોમો અને જાતો સાથેના સંસર્ગ અને પરિચયથી તેની ભાષા પણ, તેનાપર અનેકવિધ સંસ્કારો પડવાની સાથે, વધારે વપરાશમાં આવતાં ઘસાઈ ઘડાઇને પરિપક્વ દશાએ પહોંચી.

બીજું આ વખતે પ્રજાના ધાર્મિક જીવનમાં મોટું પરિવર્તન થઇ, આખા દેશમાં વિષ્ણુ ભક્તિનું પ્રાબલ્ય જામ્યું. આમ ધર્મનાં દ્વાર સૌ કોઇને માટે ખુલ્લાં થતાં ધર્મોપદેશ પ્રાકૃત–દેશીભાષામાં કરવાની આવશ્યક્તા જણાઇ અને તેના પરિણામે સંસ્કૃત ધર્મપુસ્તકોના અનુવાદ દેશી ભાષામાં થવા માંડયા.

આથી પણ ગુજરાતી ભાષા અને સાહિત્યના વિકાસને નવું પોષણ અને બળ મળ્યું.

ત્રીજું, દેશમાં શાન્તિ, આબાદી અને સમૃદ્ધિ પસરી રહેતાં તેની અસર સાહિત્ય પર પણ થઇ અને તે વિધવિધરૂપે ખીલવા માંડયું.

આપણે આ મધ્યયુગનું ગુજરાતી સાહિત્ય તપાસીશું તો તેમાં ભાગવત, રામાયણ, અને મહાભારત વગેરે ભક્તિ અને નીતિપોષક પુસ્તકોના સળંગ અનુવાદ અગર તો તેમાંનાં છૂટક આખ્યાનો કે પ્રસંગો પદ્યમાં રચેલા આપણને સંખ્યાબંધ મળી આવશે. તેમજ અન્ય વિષયક સાહિત્ય પુસ્તકોમાં સામાયિક સાહિત્ય જીવનનાં ચિત્રો આછાંઘેરાં પ્રતિબિંબત થયેલાં માલુમ પડશે.

પ્રથમ આપણે આ યુગનું મુખ્ય પ્રેરક બળ, જેણે–ભક્તિ માર્ગે, સમાજ જીવન અને સાહિત્યપર સજ્જડ છાપ પાડેલી તે સ્પષ્ટ રીતે સમજવાને, તેના પ્રતિનિધિરૂપ અને સ્તંભ-રૂપ લેખાતા બે અગ્રગણ્ય અને પ્રસિદ્ધ ભક્તજનોનાં, એટલે નરસિંહ મહેતા અને મીરાં-બાઇનાં ચરિત્ર તપાસીશું. તેમનાં જીવન, ભક્તિરસથી તરબોળ અને મસ્ત બની, એમના કાવ્યોમાં, તેની ઉત્કૃષ્ટ અસર તાદૃશ્ય રીતે મૂર્તિમંત થયેલી દેખાશે.

કોઇ નવીન વિચાર, શોધ, સિદ્ધાંત, કે સંપ્રદાય ( School ) ને પ્રકટ કરવામાં, તેને સ્થાપવામાં, તેના ઉત્પાદકને જે પ્રકારની મુશ્કેલી, કટાક્ષ, ઠેકડી, વિટંબણા વગેરે, સ્થાપિત અને પ્રચલિત વિચાર તથા ધર્મ સંપ્રદાયના પક્ષકારો અને જનસમૂહ તરફથી સહન કરવાં પડે છે તેવી વિષમ સ્થિતિ, આ બે કૃષ્ણભક્તિના રસિયા અને પ્રેમઘેલાઓની, ભક્તિનો ઉપદેશ કરવા માટે અને તે મુજબ શ્રદ્ધાપૂર્વક અને પ્રેમભાવથી વર્તવા માટે, સહન કરવા પડયાં હતાં.

ભક્ત તરીકે સ્થિત થયા પછી કોઈ યાત્રાળુઓ દ્વારિકાંની હુંડી લેવાને જુનાગઢ આવ્યા. તેમને કેટલાક અદેખાઓએ મહેતાનું ઉપહાસ્ય થાય એ હેતુથી તેમને ઘર મોકલી આપ્યા. જેની પ્રભુમાં અચળ શ્રદ્ધા છે એવા નરસિંહએ તો તે નાણાં લઇને પ્રભુના નામે સાધુસંતને જમાડવામાં ખર્ચી નાખ્યાં. પણ જેને ભક્તજનો વહાલા છે એવા શેઠ સામળશાહે નાણાવટીનો સોંગ ધરી તે હુંડી સ્વીકારી અને પોતાના ભક્તની અણીને વખતે લાજ રાખી.

બીજે એક પ્રસંગે નરસિંહ મહેતા ન્હાવાને બેઠેલા ત્યારે સમોવણ માગતાં તેમની ઠેકડી કરવા તે ( જળ ) પ્રભુ પાસેથી માગી લેવાનું કહેવામાં આવ્યું. તે પરથી તેમણે મલાર રાગ ગાઇને મુસળધાર મેઘ વરસાવ્યો. એકવાર તો કેટલાક ઝેરીલા જ્ઞાતિ-જનોએ તેમનો તિરસ્કાર કરી પંગતમાંથી ઘેર પાછા મોકલ્યાં પણ પોતાના ભક્તનું આ પ્રમાણે અપમાન થયું તેથી પ્રભુએ આખી નાતને–એવો પરચો બતાવ્યો કે નરસિંહને વિનવી પાછા માનપૂર્વક તેડી આણ્યા ત્યારેજ તે બધા ભોજન આરોગી શકયા. વળી ભિન્ન સાંપ્રદાયિક વિચારવાળાઓ તરફથી ભક્તિ ધર્મને નામે લંપટતાનો પ્રચાર કરવા માટે તેમના પર આક્ષેપો મૂકી તેમને સતાવવા માંડયા ત્યારે શ્રી દામોદરે રાજા માંડલિક ને વિરુદ્ધ મતવાદીઓથી ભરેલી સભામાં નરસિંહને હાર અર્પી પોતાના પરમ ભક્તનું માન અને કીર્તિ

વધાર્યાં હતાં. તેમજ તેમની પુત્રી કુંવરબાઇનું મામેરૂં, તેમના પુત્ર સામળશાહનો વિવાહ અને તેમના પિતાનું શ્રાદ્ધ બડી ધામધુમથી ઉજવ્યાં હતાં.

મીરાંબાઇને પણ કૃષ્ણભક્તિની લગની લાગી હતી તેમાંથી છોડવવાને, ભક્ત પ્રહ્લાદની જેમ, તેમને અનેક પ્રકારે કષ્ટ આપવામાં આવ્યાં હતાં. એકવાર તો સાલગ્રામ છે એમ જણાવીને એક મોટા ઝેરીનાગનો કંડીઓ તેમની પાસે મોકલી આપેલો; બીજીવાર વિષનો પ્યાલો મોકલેલો, પણ તે બધામાંથી પ્રભુએ તેમનું રક્ષણ કર્યું હતું. મીરાંબાઇ કોઇ પુરૂષ સાથે એકાંતમાં વાર્તાલાપ કરી રહ્યાં છે, એવી ખબર મળતાં રાણો કુંભો (ભોજ)? તેને મારવાને તરવાર લઇને ધસેલો પણ ત્યાં કોઇ દીઠામાં ન આવ્યું, એટલે ઝંખવાણો પડી ગયલો. પ્રભુની લીલા ખરેખર અકળિત છે.

તેમની આ કહાણીઓ નોંધવાનું તાત્પર્ય માત્ર એટલુંજ છે કે એ બે ભક્તોને નવીન પંથમાં ભળતા અટકાવવાને, તેમાંથી તેમને ચલિત કરવાને, અનેક પ્રકારે તજવીજ થયેલી, તેમનો તિરસ્કાર કરેલો, તેમને અસહ્ય દુ:ખ દીધેલાં, એટલે સુધી કે ભલભલા ધૈર્યવાન અને સહનશીલ પુરૂષ પણ ડગી જાય. પણ એમને તો એકજ વસ્તુની લેહ લાગેલી અને તે કૃષ્ણભક્તિની. તેથી તેમને શ્રીકૃષ્ણ વિના બીજું કાંઇ ગમતું નહિ; બધો સંસાર કૃષ્ણમયજ લાગતો. શ્રીકૃષ્ણમાં તેમને અપૂર્વ શ્રદ્ધા અને પ્રેમ હતો; તેનેજ તેમણે સર્વસ્વ અર્પણ કર્યું હતું. તેના ચરણે, તેના શરણે તેઓ રહેતાં હતાં. તેનાજ ગુણ ગાતા; તેનાજ ભજનમાં નિમગ્ન રહેતા. સંસારમાં વસતા છતાં તે પ્રતિ ઉદાસિન હતાં. તેમનું ચિત્ત તો શ્રીકૃષ્ણની મોરલીમાં, તેની લીલામાં ચોંટેલું રહેતું. એટલે ગમે તેટલા તેમને તાવ્યા છતાં, તેઓ તો, અગ્નિમાં સોનાની જેમ, ભક્તિમાં તન્મય અને મસ્ત રહી શ્રીકૃષ્ણ નામનું રટણ કર્યા કરતા.

નરસિંહ મહેતો ગાય છે કે,

"એવારે અમો એવારે એવા, તમે કહો છો વળી તેવારે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવારે. એવારે.
જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ઘર કરાતુંરે.
હવે થયું છે હરિરસ માતું, ઘેર ઘેર હીંડે છે ગાતું રે. એવારે.
સઘળા સાથમાં હું એક ભૂંડો, ભુંડાથી વળી ભુંડોરે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવારે.
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે.
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવારે.
હળવાં કર્મનો હું નરસૈયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલારે. એવારે.

(નરસિંહ મહેતા કૃત કાવ્ય સંગ્રહ. પૃ. ૪૭૧)

વળી પોતાને શ્રીકૃષ્ણનું દર્શન થયેલું તેનો આનંદ તે નીચે મુજબ વર્ણવે છે:—

સાંભળ સહિયર સુરત ધરીને, આજ અનોપમ દીઠોરે;
જે દીઠો તે જોવા સરખો, અમૃતપેં અતિ મીઠોરે. સાંભળ.

દૃષ્ટે ન આવે નિગમ જગાવે, વાણી રહિત વિચારોરે;
સત્ય અનંતજ જેહેને કહીએ, તે નવધાથી ન્યારોરે. સાંભળ.

નવધામાં તો નહીં નરવેડો, દશધામાં દેખાશેરે;
અચવો રસ છે એહેની પાસે, તે પ્રેમીજનને પાશેરે. સાંભળ.

અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એહેવોરે;
જોગ જગન જપ તપ મુનિ દુર્લભ, માને તેહેવો મેવોરે. સાંભળ.

જયાં લગી જયમ છે, ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહિ વહાલોરે;
આવે ના જાએ, જાએ ના આવે, નહીં ભર્યો નહીં ઠાલોરે. સાંભળ.

પૂર્ણાનંદ પોતે પુરુષોત્તમ, પરમ ગત છે એનીરે;
એપદ ક્ષર અક્ષરની ઉપર, તમે જો જો ચિત્તમાં ચેતીરે. સાંભળ.

હું તું મટશે દુગ્ધા ટળશે, નિરભે થાશો નરખીરે;
ભાવે મળ્યો નરસૈંયાચો સ્વામી, હું હૈડામાં હરખીરે. સાંભળ.

(નરસિંહ મહેતા કૃત કાવ્ય સંગ્રહ. પૃ. ૪૯૧)

આવી જાતના વિચાર અને લાગણી આપણને મીરાંબાઇની કવિતામાં પણ દષ્ટિગોચર થાય છે. તેના એક પ્રસિદ્ધ કાવ્યમાં તે કહે છેઃ—

ગોવિંદો પ્રાણ અમારો રે, મન જગ લાગ્યો ખારોરે;
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે.

મીરાંબાઇના મહેલમાંરે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતન કેરી પાસ. ગો૦

રાણોજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દ્યો, તમે વસોને હમારે સાથ. ગો૦

મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગો૦

વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાયશ્રી વિશ્વનો નાથ. ગો૦

સાંઢવાળા સાંઢ શણગારજો રે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં રે મારે, જળરે પીધાનો દોષ. ગો૦

ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગઇ પશ્ચિમ માંય;
સરવ છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય. ગો૦

સાસુ મારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલિયો નિર્દોષ. ગો૦

ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવેરે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કાંબળો, દુજો ડાઘ ન લાગે કોય. ગો૦

મીરાં હરીની લાડણીરે, રહેતી સંત હજુર;
સાધુ સંગાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગો૦

આ કાવ્યમાં કેટલુંક આત્મ નિવેદન પણ છે. પ્રેમલક્ષણાભક્તિ દર્શક એક સ્ત્રીભાવ સૂચક બીજું કાવ્ય પણ વાંચવા જેવું છેઃ—

મુજ અબળાને મોટી મારાત બાઈ, શામળો ઘરેણું મારૂં સાચુંરે;
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હઇયેરે;
ચિત્તમાળા ચતુરભૂજ ચૂડલો, શીદ સોની ઘેર જઇયે રે. મુજ૦
ઝાંઝરિયાં જગજીવન કેરા, કૃષ્ણજી કલાં ને કાંબીરે;
વિંછુવા ઘુઘરા રામનારાયણના, અણુવટ અંતરજામીરે. મુજ૦
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલુંરે. મુજ૦
સાસરવાસો સજિને બેઠી, હવે નથી કાંઈ કાચુંરે;
મીરાંબાઇ કહે પ્રભુ ગિરિધર નાગર, હરિને ચરણે જાચુંરે. મુજ૦

નરસિંહ અને મીરાંબાઈમાં આ ભક્તિની જવાળા ક્યાંથી પ્રકટી? એ પ્રશ્ન હવે તપાસીએ. સ્વ. ગોવર્ધનરામે પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે આપેલા વ્યાખ્યાનમાં એ જ્વાળા સ્વતઃ સ્ફુરેલી એવો મત દર્શાવેલો, પરંતુ તે મત હજી સ્વીકારાતો નથી; તે માટે વધુ અને ખાત્રીલાયક પ્રમાણોની અદ્યાપિ અપેક્ષા રહે છે. તે વખતે જ તે વ્યાખ્યાનની "વસન્ત" માસિકમાં સમાલોચના કરતાં પ્રિન્સિપાલ આનંદશંકરભાઇએ, દાખલા દલીલ આપીને, તેમનાપર બહારની અસર થઈ હતી, એવો સામો પક્ષ સબળ રીતે રજુ કર્યો હતો.

એ ભાગવત ધર્મ આપણે જોઇશું તો છેક ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં વૃષ્ણિ જાતિના વાસુદેવે, મહાવીર અને ગૌતમની જેમ સ્થાપ્યો હતો. તેમાં પાછળથી વૈદિક ધર્મ અને મહાભારતમાંના નારાયણીય ધર્મનાં અંશો ભળતાં તેનો જાદે વિકાસ થયો. વાસુદેવ, વિષ્ણુ, નારાયણ એ જુદાં નામો પણ પાછળથી રફતે રફતે એકરૂપને પામી ગયાં. પછી તે નામ સાથે આભીર જાતના ગોપાલ કૃષ્ણની લીલા જોડાતાં, એ ધર્મે નવીન વલણ પકડયું; જે મધ્યયુગમાં વૈષ્ણવ ધર્મના પ્રચારમાં એક આકર્ષક ધાર્મિક તત્ત્વ થઈ પડયું.

શરૂઆતમાં વૈષ્ણવ ધર્મનો પ્રચાર સર્વત્ર નહોતો અને સમાજપર તેની અસર પણ ઝાઝી નહોતી; કારણકે તે સમયે બુદ્ધ ધર્મ બહોળો પ્રસરયો હતો અને તેને વળી રાજ્ય આશ્રય હતો. તે સમયે બીજા હરીફ ધર્મો પણ થોડા નહોતા. બેસનગરનો એક શિલાલેખ મળી આવ્યો છે, તે પરથી માલુમ પડે છે કે. ક્રિસ્તીસન પૂર્વે ત્રીજા સૈકામાં ગ્રીક એલચી હેલીયોડરસ પોતાને ભાગવત કહે છે; તેવીજ એક બીજી નોંધ ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં નાનાઘાટના લેખમાંથી મળે છે. તે પછી ચાર સૈકા સુધી એ સંપ્રદાય વિષે કશી માહિતી મળતી નથી. માત્ર ગુપ્ત રાજાઓ પોતાને પરમ ભાગવત તરીકે ઓળખાવે છે.

આવા છૂટાછવાયા ઉલ્લેખો અને નોંધો આપણને અગીઆરમા સૈકા સુધીનાં મળી આવે છે. શિલાલેખો અને તામ્રપત્રોમાંથી તેને પૂર્તિ મળે છે. પણ વૈષ્ણવ ધર્મ ખરી રીતે મધ્યયુગમાં ખરેખરો ખીલી ઉઠે છે.

શ્રી શંકરાચાર્યનો અદ્વૈત–માયાવાદ શુષ્ક નિવડતાં, ભક્તિધર્મને પ્રાધાન્ય મળે છે. અને શ્રીરામાનુજ–પ્રાચીન પંચરાત્ર,–ભાગવતધર્મને, તત્કાલિન પરિસ્થિતિને અનુકૂળ થઈ પડે એવી રીતે, તે પદ્ધતિસર અને વ્યવસ્થિત ગોઠવી, તેને પગભર અને મજબુત કરે છે. નિમ્બાર્ક તેમાં રાધાનું નવીન અંગ ઉમેરે છે, અને પોતે વંદ્રાવનમાં જઈ બેસે છે.

તે પછી રામાનંદ થયા. તેમણે તો સંસ્કૃતને બદલે પ્રાકૃતમાં ધર્મોપદેશ કરવાની પ્રથા દાખલ કરી અને ભક્તિનું દ્વાર સ્ત્રી શૂદ્ર સૌને માટે ખુલ્લી કર્યું. આમ તેમણે જુની પરંપરા તોડી, સ્વતંત્ર માર્ગ ગ્રહણ કર્યો ત્યારથી ભક્તિ ધર્મને વિશેષ ગતિ મળી અને તેનો વિસ્તાર પણ વધ્યો. તેમને ૧૨ શિષ્યો હતા તેમાંના કેટલાંક રામભક્તિ દાખલ કરી. આ રીતે ભક્તિનો પ્રવાહ દક્ષિણમાંથી ઉત્તરમાં વળ્યો અને તેની અસર પૂર્વમાં અને પશ્ચિમમાં પણ થઈ.*

નરસિંહ મહેતા અને મીરાંબાઇને કોના તરફથી અને કયા દિશામાંથી એ ભક્તિની સ્ફુરણા થઈ એ ખાત્રીલાયક સાધનોના અભાવ ચોક્કસ કહી શકાય નહિ. પણ તેનું 'સુરત સંગ્રામ' નામનું કાવ્ય વાંચતાં તેમાં જયદેવના 'ગીત ગોવિંદ' ની છાયા ચોખ્ખી માલુમ પડે છે. વળી સં. ૧૩૪૮ નો સારંગદેવનો એક શિલાલેખ મળી આવ્યો છે. તેમાં 'ગીતગોવિંદ' માંની બે લીટીઓ લીધેલી છે. તે સમયે અહિંયાં ઉતારેલી ગીતગોવિંદની પ્રતો પણ સારી સંખ્યામાં મળી આવે છે અને એવું કહેવાય છે, કે મીરાંબાઇએ ગીત-ગોવિંદપર ટીકા લખી હતી. પણ વાસ્તવિક રીતે કુંભારાણાની ટીકાને લઇને એ ભ્રમ ઉત્પન્ન થયેલો સમજાય છે.

આ પરથી એટલું તો પૂરવાર થાય છે કે તે કાળે ગીતગોવિંદ આ બાજુએ બહુ પ્રચલિત હતું.

આજ પ્રમાણે દક્ષિણમાંથી અસર થયાના કેટલાક દાખલા મળી આવે છે. સં. ૧૫૪૦ માં સિદ્ધપુરનો કવિ ભીમ બોપદેવ રચિત 'હરિલીલા' નો ગુજરાતીમાં અનુવાદ કરે છે. ભાલણનું દસ્મસ્કંધ એટલામાંજ લખાયું છે; કેશવરામનું ભાગવત પણ સમકાલિન કહી શકાય. (સં. ૧૫૨૯) એ તો જાણીતું છે કે ભાગવત દક્ષિણમાં રચાયું હતું, અને બોપદેવ આંધ્ર દેશનો વતની હતો.

વળી રામાનંદના કેટલાક શિષ્યોએ રામભક્તિ સ્થાપી તેની અસર પણ અહિં માલુમ પડે છે. ભાલણ તેના કાવ્યોને અંતે 'ભાલણ પ્રભુ રઘુનાથ' એ પ્રમાણે લખે છે; તેણે વિષ્ણુભક્તિનાં કાવ્યો સાથે રામબાળલીલાના રચેલાં કેટલાંક પદો મળી આવ્યાં છે. તેના પુત્ર ઉદ્ધવે તો રામાયણ લખ્યું હતું. અને તે અધુરૂં રહેલું તે તેના પુત્ર વિષ્ણુદાસે પુરૂં કર્યું. (સં. ૧૫૭૫). તે પછી આશરે પોણોસે વર્ષે ખંભાતના કવિ વિષ્ણુદાસે રામાયણ લખેલું મળી આવ્યું છે. (સં. ૧૬૫૪.)

---

* ભક્તિધર્મનો ક્રમસર વિકાસ દર્શાવવાને ઉપર માત્ર માર્ગસૂચક ચિહ્નો દાખવ્યાં છે; જિજ્ઞાસુને તે વિષે સવિસ્તર અને પ્રમાણભૂત હકીકત રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ તૈયાર કરેલા 'વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ' એ પુસ્તકમાંથી મળશે. તે પુસ્તક સારી રીતે લખાયું છે. ડૉ. ભાંડારકરના ઇંગ્રેજી પુસ્તકમાં ગુજરાતમાં વૈષ્ણવ ધર્મના પ્રચાર વિષે કશી માહિતી નથી, તે પ્રસ્તુત પુસ્તકમાં એક નવું પ્રકરણ ઉમેરી આપવામાં આવી છે. તે સિવાય મી. ડી. બી. ડિસકલકરે શિલાલેખો, તામ્રપત્રો વગેરેના આધારે "ગુજરાતનો ધાર્મિક ઇતિહાસ એ વિષે એક લેખ સાતમી ગુ. સાહિત્ય પરિષદમાં રજુ કર્યો હતો તેપણ કંઇક અંશે ઉપયોગી જણાશે.

ત્રીજું એક યોગેશ્વરનું લખેલું છે

આમ ભક્તિના ઝરણો જુદે જુદે માર્ગે વહી રહ્યા હતા તેને ફરતા સાધુસંતો અને યાત્રાળુઓ પણ યથાશક્તિ પુષ્ટિ આપતા.

" હારમાળા " ની ચર્ચા પરથી આપણુને તે સમયે પ્રચલિત જુદા જુદા સંપ્રદાયના ધાર્મિક વિચાર અને મતભેદનો સહજ ખ્યાલ આવે છે.

ખરી રીતે એ યુગનો ધાર્મિક ઇતિહાસ યથાર્થ રીતે સમજવો હોય અને ઉકેલવો હોય તો પ્રથમ તો બુદ્ધધર્મે ગુજરાતમાં કેવી અસર કરી હતી, તેનું માપ કાઢવું જોઇએ. પછી બુદ્ધ ધર્મ રૂપાંતર પામીને કેવી રીતે હિન્દુધર્મમાં સમાઈ ગયો, અને જુદા જુદા હિન્દુ દેવો, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શક્તિ વગેરેની ભાવના ક્રમસર કેમ વિકાસ પામી, તેમાં કેવા ફેરફાર થતા રહ્યા, એ બધું પદ્ધતિસર તપાસવું જોઇએ. ત્યારેજ આપણે કાંઇ ચોક્કસ નિર્ણય કે અભિપ્રાય આપી શકીએ. અને તે માટે હજી વિશેષ માહિતીની, સાધનોની અપેક્ષા રહેછે જ.

આ તો ભક્તિધર્મ ગુજરાતમાં કેવી રીતે દાખલ થયો અને તેના પ્રચારમાં આદિ ભક્ત નરસિંહ મહેતા અને મીરાંબાઈના જીવન કેવી રીતે સહાયભૂત થયાં તે આપણે ઉપર જોઇ ગયા. પણ તે પ્રવાહને ચાલુ રાખવાને જે ભક્તિ પ્રધાન સાહિત્ય ઉત્પન્ન થયું તેની હવે સમાલોચના કરીએ.

ભીમે હરિલીલા, ભાલણે દસ્મસ્કંધ, કેશવરામ અને લક્ષ્મીદાસે ભાગવત ( સં. ૧૬૪૮, ગજેન્દ્ર મોક્ષની સાલ પરથી ) ગુજરાતીમાં ઉતાર્યા હતા એ આપણે ઉપર જોઇ ગયા પણ તેની અસર કેટલી ઉંડી પસરી હતી તેનો કંઇક ખ્યાલ હરિરસ કથા નામે ભાગવતનો સાર સં. ૧૬૮૮ માં દીવ બંદરે બ્રહ્મક્ષત્રિય જાતિ પુજા સુત પરમાનંદદાસે રચ્યો છે તે પરથી અટકળી શકાશે. તે પહેલાં સં. ૧૬૮૪ માં અવિચળદાસે ભાગવતના એક બે સ્કંધ નડિયાદમાં રચેલાં મળી આવ્યાં છે; તેમજ સં. ૧૬૦૫માં ગુજરાતી ગદ્યમાં લખેલો દસ્મસ્કંધ તૂટક મળેલો છે; એટલે કે બીજા પ્રાંતોની જેમ અહિં પણ ભાગવત સાહિત્ય સારી પેઠે પસરયું હતું.

રામાયણના અનુવાદ બહુ થોડા મળી આવે છે. જે ત્રણ અનુવાદ ઉપલબ્ધ છે તેની નોંધ ઉપર થઈ ગઈ છે. તે સિવાય માંડણ કૃત રાવણ મંદોદરી સંવાદ ( સં. ૧૫૭૬ પૂર્વે ) અને કર્મણમંત્રી કૃત સીતા હરણ ( સં. ૧૫૨૬ ) એ બે કાવ્યો મળી આવેલાં છે. કર્મણ એક દુહામાં કહે છે,

જાં ધ્રુ મેરૂ મહીધરૂં જાં સાયર નઇ સૂર.
તાં એ રામાયણ સુણું, તે ધરિ નવનિધિ પૂર. "

છતાં રામભક્તિની અસર આ તરફ ઝાઝી થઈ હોય અગર તો લાંબો સમય ટકી હોય એમ ખાસ જણાતું નથી.

પણ મહાભારતના ઘણાખરા પર્વોના અનુવાદ જુદા જુદા કવિઓએ કરેલાં મળી આવે છે. નાકર ( વિરાટપર્વ, સં. ૧૬૦૧) વિષ્ણુદાસ ( કર્ણ પર્વ, સં. ૧૬૮૪,) હરિદાસ (આદિ પર્વ, સં. ૧૬૪૪, ખારેજાનો રૈકવ બ્રાહ્મણ), અવિચળદાસ (નડિયાદનો, આણિકપર્વ, સં. ૧૬૯૫) ભાઉ ( દ્રોણપર્વ, સં. ૧૬૭૬ ), વૈકુંઠ ( ભીષ્મપર્વ સં. ૧૬૧૪ ? ( ધ્રુવાખ્યાનની સાલપરથી અનુમાન કરીને ) વગેરે કવિઓના પર્વ આપણને મળી આવે છે, અને તેમાંના ઘણાએ તો એકથી વધારે પર્વ લખેલાં છે,

વળી એ યુગમાં ભાગવત, મહાભારત અને રામાયણમાંથી અમુક પ્રસંગ કે વસ્તુ લઇ તે પરથી ભક્તિ અને નીતિબોધક આખ્યાનો જુદા જુદા લેખકોએ રચેલાં મોટી સંખ્યામાં મળી આવે છે. જનાર્દન રચિત ઉષાહરણ, ( સં. ૧૫૪૮ ) બેહેદેવ કૃત અમર ગીતા, (સં. ૧૬૦૯,) વૈકુંઠ કૃત ધ્રુવાખ્યાન, (સં ૧૬૧૪) વસ્તા કૃત શુકદેવ આખ્યાન (સં. ૧૬૨૪,) વિષ્ણુદાસ કૃત રૂકમાંગદની કથા (સં. ૧૬૨૪,) મેગલ કૃત (ખંભાતનો) ધ્રુવાખ્યાન (સં.૧૬૩૭) લક્ષ્મીદાસ કૃત ગજેન્દ્ર મોક્ષ, (સં.૧૬૪૮.) દેવીદાસ કૃત રૂક્મિણી હરણ, (સં.૧૬૬૦) સુરદાસ કૃત પ્રહલાદ આખ્યાન (સં.૧૬૭૪,) રાજધર રચિત ચંદ્રહાસ આખ્યાન (સં.૧૬૭૪,) હરિરાય રચિત બભ્રુવાહન આખ્યાન, (સં.૧૬૯૬) તેમજ ભાલણ, નાકર, વિષ્ણુદાસ, શિવદાસ રચિત, જાલંધર આખ્યાન, દુર્વાસા આખ્યાન, નળાખ્યાન, સુધન્વા આખ્યાન, ઓખા હરણ, એકાદશી માહાત્મ્ય, હરિશ્ચંદ્રપૂરી વગેરે કાવ્યો પુષ્કળ મળી આવે છે અને એવું બીજું અપ્રસિદ્ધ સાહિત્ય પણ ખૂણેખોચરે પડી રહેલું ધાગું છે.

આ પરથી એ કાવ્ય સાહિત્ય કેટલું વિવિધ અને જુદા જુદા ભાગોમાં લખાતું વંચાતું તે સહજ સમજી શકાશે. તે યુગના સાહિત્ય તરીકે તે ઉપયોગી છે એટલુંજ નહિ, પણ પછીના સાહિત્ય પર તેણે કેવી અસર કરી એ દૃષ્ટિએ પણ તે કિમતી અને વિચારવા જેવું છે.

અંતમાં અન્ય વિષયક જે સાહિત્ય ગ્રંથો મળી આવે છે તેમાંથી સામાયિક સમાજ સ્થિતિ અને જીવન ભાવનાના ચિત્રો આલેખતાં ઉતારા આપીને આપણે વિરમીશું.

અમદાવાદના* સુલતાન કુતુબુદ્દીનના સમયમાં સંવત ૧૫૦૮ માં લખાયલો ' વસંત વિલાસ ' નામક ગ્રંથ સચિત્ર મળી આવેલો છે. ભાષાની દૃષ્ટિએ તે ગ્રંથ મહત્વનો છે, પણ તેમાં જે શૃંગાર વર્ણવ્યો છે તે પરથી એ સમયે રસિક જનો કેવા વૈભવથી જીવન ગાળતા તેનું આપણને યથેષ્ટ જ્ઞાન થાય છે. વળી તે વર્ણનને અનુસરતાં ચિત્રો તેમાં દોરેલાં હોવાથી તે કાવ્ય વિશેષ આકર્ષક બન્યું છે. તેમાં ' વસંત વિહાર ' નું વર્ણન નીચે મુજબ કર્યું છે:—

વનિ વિરચ્યાં કદલીહર દિહર મંડપ માલ;
તલીઆ તોરણ સુંદર ચંદરવા છિ વિશાળ. ૮

ખેલન વાવિ સુખાલી, જાલી ગુખ વિશ્રામ.
મૃગમદપૂરિ કપૂરિહિં પૂરિહિ જલ અભિરામ. ૯

રંગભૂમિ સજ કરિ ઝારી કુંકુમ ઘોલ
સોવન સાંકલ સાંધી બાંધી ચંપક દોલ. ૧૦

તિહાં વિલસઇ સવિ કામુક જામુક હદયચિ રંગિ
કામુ જિસ્યા અલવેસર વેસ રચઇ વર અંગિ. ૧૧

તે અરસામાં બિલ્હણ કૃત 'ચૌર પંચાશિકા,' જેમાં શૃંગારનું વર્ણન છે, તેનો અનુવાદ થયેલો મળી આવે છે અને કાદંબરી જેવા શૃંગાર પ્રધાન પુસ્તકનો અનુવાદ રચાય એ તે કાળની લોક રસિકતા માટે પુરતો ખ્યાલ આપે છે. ભાલણ કહે છે,

* પાંચમી સાહિત્ય પરિષદનો રીપોર્ટ, રા. ચીમનલાલ દલાલનો લેખ;

અનેક ઉપમા, કઠિણ સંસ્કૃત ગદ્ય, પદ્ય કયંહી એક;
સાહિત્ય સકળ તણી ચાતુરી તેહ માંહાં રચી વિવેક
અતિ પંડિત જે હુઇ તે પ્રીછિ; તેહનું નહીં ઉપાય
મુગધ સાંભળવા ઇછિ, પણિ પ્રીછી નવિ જાય
તેહિ પ્રીછવા કારણિ કીધું ભાલણિ ભાષા બંધ.

તેમજ કર્પુરમંજરીની કથા, (સં. ૧૬૦૫) સદેવંત સાવલિંગા, નંદબત્રિસી, સં. (૧૫૧૦ ? ) વગેરે પ્રેમને ચર્ચતાં કાવ્ય પુસ્તકો લોક રૂચિને સંતોષવા રચાય તે જનસમૂહની રસવૃતિના સૂચક ચિહ્નો છે.

તે પછી કહાન્ડદે પ્રબંધ આપણું ધ્યાન ખેંચે છે. તે એક ઐતિહાસિક કાવ્ય છે. તે કાવ્ય સં. ૧૫૧૨ માં પદ્મનાભ નામે વિસનગરા નાગરે ઝાલોરમાં રચ્યું હતું. તે ઝાલોરના સોનગીરા ચોહાણ રાજા અખેરાજનો રાજકવિ હતો. તેમની આજ્ઞાથી ચોહાણ કુળની કીર્તિ ગાવાને તેણે કહાન્ડદે પ્રબંધ રચ્યો હતો. તે આખુંય કાવ્ય વાંચવા જેવું છે; અહિં તો માત્ર કામપુરતા ઉતારા આપી સંતોષ માનીશું.

મુસલમાનો સાથે રજપુત રાજાઓ કેવા જુસ્સાથી અને ટેકથી લડતા તેનો ચિતાર નીચેની લીટીઓમાંથી આપણને મળે છે. મુસલમાનનું લશ્કર ચોહાણના મુલ્કમાંથી પસાર થવાને પરવાનગી માગે છે ત્યારે કહાન્ડદે ઉત્તર આપે છે,

" કહઇ પ્રધાન ' ઉધારુ રાઇ, ભણી સુરઠ તુરકાણું જાઇ
બીજી ભૂમિ દોહિલા ઘાટ; પાતશાહ માગઇ આ ઘાટ.
સભા સિદ્ધ રા બોલઇ મર્મ: એતાં નહી અમ્હારૂં ધર્મ.
ભાજઇ ગામ, ઝાલીઇ બાન, અબળા તણા ત્રોડીઇ કાન
જિહાં પીડીઇ વિપ્ર નઇ ગાઇ, તિહાં વાટ નવિ આપઇ રાઇ."

અને મોડાસાનો ઠાકોર, મુસલમાન લશ્કર નજદિક આવતાં કહે છે,

બતડ ભણઇ ' સાહામા ઘા લેસીઉં'; અજા પ્રતિજ્ઞા લીધી;
'આગઇ અહ્મ વંસ સ વીતું,' છયલ્ર ભણઇ 'નવિ છાંડું.'

વળી એ રજપુતો શત્રુને નમવાનું તો શિખ્યા જ નથી અલુખાન પૂછે છે,

શુ અરદાસ, પાસિ તુહ્મ દીધી જે કા હડદે રાઇ;
કહી પરધાનઃ—'ખાન, અવધારૂં, કિહાં સિલામ લિખાઇ ?
જો વૈશ્વાનર ટાઢુ થાઇ, પશ્ચિમ ઉગઇ દીસ,
નારાયણ વલતુ કાન્હડદે કહીઇ ન નામઇ સીસ "

આવા જ ભાવના ઉદ્દગારો શ્રીધર કાવએ ઇડરના રાવ રણમલના મુખમાં મુકયા છે; ( જુઓ રણમલ છંદ, રચ્યા સાલ ૧૪૬૦ ના અરસામાં )

સિરિ પુરમાણ ધરવિ સુરતાણીય, ધર દય હાલ માલ દીવાણી
અગર ગરાસ દાસ સવિ છોડિઅ, કરિ ચાકરી આન કર જોડીઅ
રા અસિ સરિસુ બાહુ ઉબ્બારીઅ, મુક્કઇ હઠિ હેજબ હક્કારિઅ

મુઝ સિરકમલ મેચ્છપય લગ્ગિઇ, તુ ગયણંગણિ ભાણુ ન ઉગ્ગિઇ.
જાં અંબર પુડતલિ તરણિ રમઈ, તાં કમધજકન્ધ ન ધગડ નમઇ
વરિ વડવાનળ તણી ઝાળ શમઇ, પુણ મેચ્છ ન આપૂં ચાસ કિમઈ."

વળી તુર્કના હાથમાં પકડાએલા હિન્દુ કેદીઓ પોતાના પર આવી પડેલી આફત માટે જે, મનોદશા પ્રકટ કરે છે, તે દયા ઉપજાવવાની સાથે તે સમયની લોકમાન્યતા અને પાપ પુણ્યની લાગણી સમજવા માટે ઉપયોગી સાધન રજુ કરે છેઃ—

બાળ વૃદ્ધ ટળવળતાં દીઠાં; કટકિ ઉછળી ધાહ
એક ભણઇ, અગ્હે જન્મિ આગિલઈ હીંડયા કિસ્યૂં આગૂરૂં.
તુરક પાસિ પાડીયા દૈવિઃ વયરી દીધું પૂરુ;
કૂડી સાખિ કઈ અહ્મે દીધી, કઈ ચડાવ્યા આલ;
કઈ જણણી ઉછંગિ રડતાં થાન વિછોવ્યાં બાળ.
ગાઇ તણા કઇ ગોચર ખેડયાં, કઇ લોપ્યા આઘાટ,
કઇ અહ્મે જંગલિ મધુ લીધા, કહિં કઈ પાડી વાટ.
... ... ... ... ... ...
કઈ ઘરિ આવ્યા અતિથિ ન પૂજ્યા, તરસ્યા નીર ન પાયા.
... ... ... ... ... ...
ભર્યાં સરોવર પાલિ ઊસાસી, તરુઅર દીધા ઘાઉ
દેવ તણા પ્રસાદ વિણાસ્યા, કઇ હરિ લાયુ પાઉ
લાખ લૂણ તિલ વુહર્યા વીકયા, કન્યા વિક્રય કીધા,
સોમ સૂર કઇ રાહુ ગલંતઇ મહાદાન કો લીધાં.

આ જ પ્રમાણે મધ્યકાલીન સામાજિક સ્થિતિ વિષે કેટલીક ઉપયોગી હકીકત 'વિમળ પ્રબંધ' પુસ્તકમાંથી મળી આવે છે. તે સં. ૧૫૬૮માં લાવણ્યસમયે લખ્યું હતું. તેમાં વિમળશા પ્રધાનનું ચરિત આલેખવાની સાથે જ્ઞાતિ સંબંધી જે માહિતી આપી છે તે જ્ઞાતિ બંધારણ અને જ્ઞાતિના ઇતિહાસ પર સારો પ્રકાશ પાડે છે. ખાસ કરીને સ્ત્રી જાતિ વિષે જે વિચાર પ્રકટ કર્યા છે તે ઉદાર અને પ્રશંસનીય છે. તે લખે છે,

નારી કહીઇ ઘર શણગાર, નારી વિના મ હો ભર્તાર
આગલિ પાછલિ પૂરઇ ઠાંમ, પહિ પરહુણઇ રાખઇ નામ.
નર દુખીઇ ઘરનારી દુખી, નર સુખીઇં ઘરનારી સુખી;
જાતાં જીવિ મેહલઈ હાથિ, નારિ વિના કો નાવઇ સાથિ
જુ ઘરિ સુંદરી તું હુઇ શોભ, લેવઇ દેવઈ રહીઇ થોભ
વેલાં ભોજન વેલાં ભોગ, વેલાં લાભઇ સવિ સંયોગ.
નારિ વિણુ નર અવગુણ કોડિ, કોઇ મ દેયો નારિ ખોડિ.

અને સંવત ૧૬૩૫માં લખાયેલું રતનબાઈનું રેંટીયાનું ગીત આ 'ગાંધી યુગ'માં ખાસ આવકારદાયક લેખાઇ, જીવન નિર્વાહમાં રેંટીયો કેટલો ઉપયોગી અને લાભદાયી થઇ પડે તેનું તેમાં સુંદર વર્ણન કરેલું છે.

" બાઇરે અમને રેંટિયો વાલો, રેંટિયો ઘરનું મંડાણ જો
પરણી ત્રિયા છોડીને ચાલ્યો, ગયો પરદેશે કંથ કમાણુ જો.
બારે વર્ષે પરણ્યો આવ્યો, દોઢ ત્રાંબિયું આણ્યું રે;
ગંગામાંહે નાવા પેઠો, દોઢ ત્રાંબિયું પાડયું રે.
માત તાત ને સસરે સાસુએ, અમને કીધાં અળગાં રે;
દુ:ખ નિવારણ રેંટિયો ધાર્યો, તેને જઇને વળગ્યાં રે.
દેણું ઉતાર્યું સઘળું પિયુનું બ્યાજે રૂપૈયો વાધ્યો રે.

... ... ... ... ... ...

રેંટિયાના પસાયથી તો કોટિ કામ મેં કીધાં રે.

... ... ... ... ... ...

બાપ ભાઇ ને સસરો પ્રીતમ, ઠામે સગપણ તેહરે
રતન રેંટિયો જીવું ત્યાં લગી, કદીએ ન આવે છેહ રે.
ધરી તરાક ને માળ ચમરખાં, તેલ લોટ વળી પૂંણી રે,
અલ્પ માગે ને ઘણું દિયે રેંટિયો, નારીએ કરી બહુ પૂંજી રે.
સાયર ને વનસ્પતિ ડુંગર, ધ્રુવ તારા સૂરજ ચંદો રે,
કોટિ યુગ લગી રહે રેંટિયો, સ્ત્રી ઘર સદા આનંદો રે.
સોળ પાંત્રીસે ખેડતા નગરે સુદિ તેરશ માહ માસ રે,
રતનબાઇએ રેંટિયો ગાયો, સફળ થઇ મન આશ રે. *

છેવટે, તે સમયના ખત દસ્તાવેજની નકલ રાજ વહિવટની ભાષા અને લખાણના નમુના તરીકે અત્રે નોંધવી ઉપયોગી થઇ પડશે.

### સં. ૧૫૯૯ નુ ખત.

સ્વસ્તિ શ્રી નૃપ વિક્રમાકર્ક સમયાતીત–સંવત ૧૫ આષાડાદિ ૯૯ વર્ષે શાકે ૧૪૬૫ પ્રવર્તમાને જ્યેષ્ટ વદિ ૧૧ ભૂમે અદ્યેહ શ્રી અહિમદાવાદ વાસ્તવ્ય ગ્રહણકપત્ર મભિલિક્ષતે શ્રી ગુર્જ્જર ધરિત્ર્યાં સમસ્ત રાજાવલી સમલંકૃત–સકલ અરિવિરૂથિની ગજઘટા કુમ્ભસ્થલ વિદારણૈક પચ્ચાનન–અલક્ષવર લબ્ધ રાજ્ય શ્રી સ્વયંવરમાલામંકૃત કણ્ઠકન્દલ –યુવનકુલતિલક–મહારાજાધિરાજ–પાતસહાં—શ્રી શ્રી શ્રી શ્રી શ્રી સુરતાણુ-મહિમ્મુદ વિજય રાજ્યે વિજારત્યાં શ્રી અફજલખાન·તત્સમએ રાજા અહિમદાવાદ મધ્યે ધર્માધર્મ વિચારણાર્થે કાદી શ્રી નસીરદી સંજ્ઞે ન્યાયવૃક્ષપાલનૈકમુષતે દુર્ગપાલશ્રી અફતિષાલ મલિક સંજ્ઞે, મીરકોઅસાધ શ્રી પીરોજ મલિક। જામતિ મણ્ડ પિકાયાં શ્રી નગદલમલિક

* " નવજીવન " તા. ૨૫ મી મે, ૧૯૨૪.

હવેલ્યાં મી. નરદી મી. જલાલ । એવં પંચ કુલપ્રપતિતૌ । ઢીંકૂએ પટિલ-હાજા-ના-મધ્ય-પોલિ તત્ર મોદી જસા સુત મોદી સારણુ તત્પુત્ર નરાઇણદાસ પરં મોદી હાદાસુત તાપીદાસકેન અહં અહણકે દત્તાનિ । આહકનામ શ્રીશ્રીમાલી જ્ઞાતીય પરીક્ષ હાંપડ સુત ૫ હાંસાં તત્પુત્ર ૩ પદ્મા-ઉદયકરણ-રઙ્ગાકેન ગૃહીત્વા । યત રાજ્યનાણકે ટંકા ૮૦૦૪ અંકે આઠ સહિશ્ર ચિડોત્તર બધત્ર સુપરીક્ષત એક મુંષ્ટાનિ દત્તાનિ । કુઢીઉ ૧ નવૂં ટંકા ૬ લેષઇ । અંકે છ લેષઇ । ઘટ અહણે । ઘર પડકીબધ મધ્ય ઉપવર્ગ ૨ ગોઝારિ ૨ પટસાલિ પ્રાંગણ સહિત સન્મુષ છાપરૂં પકવેષ્ટ વલી બાપ-નલીઆ--બારત-કમાડ સહિત પડકીબધ અહણે મૂકયાં । મોદી નરાઇણદાસ તાપીદાસ એણઇ મૂંકયાં । ભાઇ ૩ સહા પદમા ઉદયકરણ રંગા કહ્ણઇ મૂકયાં । પાર્શ્વ ઉત્તરઇ મોદી ધના સુત સમધર સાવરનાં ઘર । ઘરપાર્શ્વ પૂર્વે મોદી તાપીદાસ નરાઇણદાસનાં ઘર । દક્ષણે પડકી । તત્ર અગ્રે પાટિક માર્ગ । એવં ૪ ઘૂંટ । એ ઘર પરઇ આખડઈ રાજકિ દૈવકિ લાગઇ તે તથા નલીઆખોટિ ધણી છોડવતાં સર્વ વરતી આપઇ । સંચરામણી વસનાહારની । જાં લગઇ ટંકા આઠ સહિશ્ર ચિડોત્તર આપઇ તિહારઇં છુટઇ તાં લગઈ ભાઇ ૩ પદમા રંગા ઉદયકરણ વસઇ વાસઇ । બંધી અવધિ વરિષ પની । વરિષ પાંચ પછી છોડવઇ । વલતી એ માસ ૧ પ્રતિ ટં૦ ૨૫ વલઇ, વરિષ ૧ ના ટંકા ૩૦૦ વલઈ ઘર ભાડું નહીં । દ્રામ વ્યાજ નહીં । પાલ-પરનાલ-ની-છારવાટિક પૂર્વારીતિ સંબંધ । મોદી નરાઈણદાસ તાપીદાસે ઘર અહણે ૫૦ પદમા ૫૦ ઉદયકરણ રંગા કહ્ણઇ મૂકયાં । અરય લષિત વિધે પરિપાલ ન્યાય ॥

મઝઇ એહિવૂં પરઠયું । ટંકા ૩૦૦ વરસ ૧ ના વલઇ । ઓરડા બિ મધ્ય ભાગલા તે બેહૂ ૫. પદમા ૫. ઉદયકરણ રંગાના ॥

અત્રમત

૧ મોદી હાદાસુત

તાપીદાસ મતં ઉપર લીખ તે પરમાણ

૧ મોદી શરણદાસ

સુત નારાણદાસ મતં

અત્ર સાખિ

( આશરે ૨૮ સાક્ષી છે. )

ઉપર જે બે ચાર ઉતારા આપ્યા છે એટલા પરથી મધ્યયુગના સામાજિક સ્થિતિનો પુરતો ખ્યાલ આવશે નહિ. વળી, પ્રજાજીવનના કેટલાક અંગોનો તો સ્પર્શ સરખો થઈ શકયો નથી. સાહિત્યના ગ્રંથો પણ પૂરાં નોંધાયા નથી. હજી કેટલુંક સાહિત્ય અપ્રસિદ્ધ પડેલું છે, જે તપાસાવાની જરૂર છે. આ તો માત્ર મુસલમાન સમયની રાજકીય પરિસ્થિતિ અને સાહિત્યનું આછું રેખાદર્શન દોરવાનો અલ્પ પ્રયાસ છે. આખુંય ચિત્ર સારી રીતે ઉઠાવવાનું અને ખીલવવાનું કાર્ય તો બાકી રહે છે. કોઇ સમર્થ વિદ્વાન, આપણે ઇચ્છીશું કે એ કાર્ય હાથ ધરશે.

**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ**

---

ધી "સૂર્યપ્રકાશ પ્રીં. પ્રેસ," માં પટેલ મુળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું. પીરમશારોડ—અમદાવાદ.

